# શ્રી નવીન

# સંગીત સુમતી વિલાસ નાટક.

બનાવનાર.

મહેતા મોતીલાલ નરસીંહરામ ત્રીવેદી.
મુ. પાટણ

તથા

અમથાલાલ ચંચળ દ્વીવેદી.
મુ. સીદ્ધપુર

છપાવી પ્રસીદ્ધ કરનાર.

ઠાકર પ્રભાશંકર બાળાશંકર સીદ્ધપુર.



અમદાવાદ ધીકાંટે—શા. કેશવલાલ ગુલાબચંદે પોતાના
શ્રી ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપી.

સંવત ૧૯૫૮ સને ૧૯૦૨

કીંમત ૦-૨-૦

**શ્રી ગણેશાય નમઃ**

**શ્રી નવીન**

# સંગીત સુમતી વિલાસ નાટક.

## અંક ૧ લો

### પ્રવેશ ૧ લો.

**મંગળાચરણ.**

**સુત્રધાર—** ૧

શ્રી શંભુ વળી શ્રીહરી સુખકરી, આપો સદા સંપદા,
કાપો પાપ અગાધ તાપ તનના, સંસારની આપદા;
સાચી સેવ કરૂં સદા તમ તણી, હૈયે ધરી હામને,
જય જય કેસવ દાઇ બુદ્ધી વીમળા, સ્તુતી કરૂં શ્યામને;
ભજવું વેશ વીચીત્ર આજ અહીંયાં, આ રંગ ભુમી મહીં
તેમાં વીઘ્ન નડે ન એક મુજને, આનંદ દાતા અહીં

**સર્વે પાત્રો—** ૨

જય જય જય જગદીશ કૃપાળુ પુરશોતમ પરમેશ
ધરણીધર ગોપીવર ગીરધર રાધાવર રૂશી કેશ જય
વીશ્વંભર ગુણીયલ ગોપાળ ભકતનકે પુરણ પ્રતિપાળ
સેવક જનની કર સંભાળ નટવર નંદ નરેશ જય
સંકર્ષણ તુજ સમરે નામ પામે વીઘ્ન શકળ વીરામ
આપે અવીચળ તું આરામ કાપી કષ્ટ કલેશ. જય

# પ્રવેશ ૨ જો.

સદાફૂળ— ૩

શુણ પ્રાણપ્રીયા મારી દીલધારી.
સે. સ્વામી શું કહો આવારી છે બલીહારી
સ. તુજ પુત્ર એ સુમતી વિલાસ, કરી અદકો શાસ્ત્ર અભ્યાશ
લઘુવય પણ નમ્ર અપાર ગુણકારી સુણ
સે. સુણો પ્રાણપતિ મારા નેન તારા
અતિ પુન્ય ઉદયથી સુત્ર, પામ્યાં સદગુણી એવો પુત્ર
કુળ દીપક દીકરો એહ પતિ મારા સુણો
સ. રાખે ધર્મ ઉપર આસ્થાય, નમે નિત્ય ગુરૂને પાય
કદી કલેશ કરે નહીં કાંય, પ્રીયમારી સુણ
સે. મુજ જીવનો જીવનહાર, જીવો સુખમાં વર્ષ હજાર
પ્રીતે પ્રભુજી સદા સંભાળ કરો તારી સુણો
સ. મુને લાગે અતિશે પ્યારો, ભોગવશે વૈભવ મારો
પાળે શ્રાવક કુળ આચાર, પ્રીયમારી સુણ

સદાફૂળ— ૪

પામ્યાં (૨) સુંદીર સુત પ્યારી
સે. ચાલે ચલગત પણ સારી પામ્યાં
જૂઠું જરીએ નવ બોલે
સ. નથી જગમાં અવર એ તોલે પામ્યાં
લાડકડો લક્ષણવંતો
સે. બહુ વરણાગીમાં ખંતો પામ્યાં
કદી વ્યસન કરે નહીં કાંઇ
સ. રહે આનંદી મન માંહી પામ્યાં

સૈ. એને જોઇ જોઇ જીવું જગમાં
સ. દેખી ઠરૂં મારા દીલમાં પામ્યાં
સે. પ્રભુ વીનવી માગું એવું
કદી સુત વીયોગ ન સેવું પામ્યાં

જોઇતા— ૫

જમણુ વેળા થઇ છે ઘણીવારતું થંડુ થઇ જાયે

સદાફળ—પણ સુમતી જો ક્યાં છે.....................

સેજલદે—.....................બોલાવ તેને શાન્તિ મન થાયે

## પ્રવેશ ૩ જો.

સુમતી— ૬

સજન સુણ મમ મીત્ર સુજાણા, વાત એક મુજ મન ધારૂ
સંધ્યા સમયે જવું બજારે, ચાલો સહેલ કરવા સારૂ
નથી બેસવું આજ ગાડીમાં, જવું ચાલતું પગ પાળે
સર્વ નગરની રચના જોતાં, મગ્ન થશે મન આકાળે

સ્વા—આપ હુકમતું માન્ય કરીને, ચાલો શેઠ સાથે આવું
પણ મુજ પાસે નથી પહેરવા, સંગ આવીને શરમાવું
માટે સ્વીકારી અરજી મારી, આપો વસ્ત્ર અનુપમ એક
ધોતી કસબી કસબી દુસાલો, આપો જ્યારે જાણું નેક
પછી જવું છે જમવા મારે, જ્યારે આવશું સેલ કરી
છતાં વાર કરો હવે શાની, ચાલો આવીએ જલદી ફરી

જોઇતા—

અરે સ્વારથી કહીં પટાવી, લઇ જાય શેઠને આવાર
જરૂર જાણુજે કહી બાપાને, વલે કરાવું તારીધાર

સ્વા— ઠરે કેમ તું બકબંક ઝાઝી, તારે શી એમાં પંચાત

સુ— જલદી જઇને આપ જુતીયાં, નહીંતો પડશે તુજને લાત
સ્વા— મોટા પગ છે મારા તેથી, જોડા નાના નહીં પહેરાય
મો— કયાંથી હોય કરમમાં તારા, કરમ ફુટતો તું કહેવાય
સ્વા— આપ પુમડું અતર કેરૂં, મારૂં બભકો હું ભરપુર
મો— પટાઇ પુરો તુજને પોંચ્યો, સ્વારથમા તું તો ચકચુર
પાન બીડી લ્યો તમને આપું, જાઓ શેઠ સંગે એમાં
જો— અરે કેમ ઊંધું સમજાવે, તણાય તું તેની સેમાં
મો— લુણુ હરામી લંપટ કેરો કેમ શેઠ વીશ્વાસ કરે.
જો— જેમ તેમ અવળું સમજાવી પૈસા પડાવી પેટ ભરે;
મો— જોઇતા જોવા કારણ જઇએ આપણ તે બેઉની ચરચા.
કીહાં જાયને શું કરે છે શેઠ કને થઇ શું સાચા.

## પ્રવેશ ૪ થો.

કપટકળા— ૭

બહુ વીરહા નળથી વ્યાકુળ થઇ સખી એસી,
ધીરધારી, રહેનારી, તું વિચારી.
ધારે શું મનમાં સત્ય કહે અલબેલી. બહુ૰
છબીતારી, દુખીઆરી, કામે મારી.
જાણું છું તુજને મદન કરે છે ઘેલી, બહુ૰
મળે પ્યારો, સ્વામી સારો, સુખ ભારો, આવે આરો.
મળશે તુજને પણ ધીરજ ધરો સાહેલી; બહુ૰

કામસેના— ૮

સુણ શાણી દાસી અતી છું ઉદાસી રંગ રસની;
પ્યાસી પ્યારી આજે, વાગ્યું વીરહબાણુ સારે
સરરરરરર સુણ શાણી દાસી.
મદરૂપી મદન કરે દીલ દહન નહીં થાયે સહન.

પ્યારી મારી દિલ લાગે ઝાળ મુજ ઝરરરરરર; સુણ.
સ્મર શત્રુ હાય, મુજ બાળે કાય, નહીં નહીં વેઠાય.
પ્યારી મારી, અતિ કંપે કાય મુજ થરરરરરર સુણ.

**કામસેન—** ૯

નીરખ્યો જે નજરેથી, હાલ બજારે સાયંકાળ સમયે
તે મમ હૃદય વસ્યો છે, કામદેવ સમ છે મારી વયે

**કપટકળા—**

વણીક પુત્રની યારી, શું સુખ પામીશ કરતાં મુજ એની
સ્વાર્થ સરે નહીં એકે, કારણ શું છે તેહ તણું કહેની

**કામસેના—** ૧૦

પીઉ કામ દરોગો મુજને
યોવન વન ખીલ્યું અતિ મારૂં, શું કહું સખી હું તુજને પી
પતિ વીણુ નીંદ્રા લેશ ન આવે, રંગરસીએ મુજ કાળજું
કોર્યું મારી નયનશર હૃદયજ વીંધ્યું
ચતુર એ ચીતડું ચોર્યું, પીઉ કામ દરોગો
ક્યારે મળશે શાંન્તજ કરશે, તાપજ હરશે સખી મારી
વીરહવન્હી ઓલવે આવી, પાઇ પ્રેમ રસ વારી પીઉ

**કપટકળા—** ૧૧

તજો બળાપો તારૂંણી જરી ખ્યાલ બાઇ કરો;
રાખો હામ, ઘટે શું આમ, વચન દીલધરો; તજો.
યોવન ઉપર આપણો વેપાર છે ખરે.
સ્વાર્થ વીણુ સોબતમાં કાર્ય શું સરે, તજો.
એથી સારા અતી રૂપાળા અવરનરની સંગ
બાંધી પ્યાર, કરીને યાર, રમને તેથી રંગ; તજો.

કામસેન— ૧૨

લાવ સખી એ સુખ કરરે,
મનહર રસીઓ મેળવ મુને લાવ સખી એ સુખકરરે. (૨)
પ્રાણજીવન મુજ એ આ જગમાં એ વીણ અવર ન જાણું,
લાવ બોલાવી મદન વિલાસી.
(તે) સંગ મદન સુખ માણું લાવ
તનમન ધન અરપીશ હું તેને સત્ય વિચાર સખી મારો;
રસીક કળી હું ભમર એ ભોગી, વીરહ દુઃખ હરનારો, લાવ

કામસેન— ૧૩

જોને સખી પેલો રસીક સકુમાર;
પ્યારો પ્યારો વ્હાલો એ મદન વિલાસી; જોને.
રતિ પતિ સમ અતિ રૂપાળો,
દાસી મારો પ્યારો વહાલો દીલદાર,
નેન વડેથી કેવો નેહ જણાવે;
ખરે મન કરે ખચીત એ ખુવાર; જોને.
વહાલી તું જાને સત્વર વહેલી.
લાવ લલચાવી એ ચીત હરનાર,
ચેન પડે નહીં ચતુર વીના રજ,
બાંધું સખી એ શું પુરણ હું પ્યાર; જોને.

કપટકળા— ૧૪

આ બોલાવી લાવું બાઇ જલદી તારી પાસ,
છળ કરીને છેતરૂં તું થા નહીં નીરાશ; આ.
યુકતી પ્રપંચની હું પુરી જાણું સાચી બાઇ,
પ્યારમાં પટાવી લાવી હાજર કરૂં આંહી, આ.
પીગળતાં અગ્નીની આગે ઘ્રતને કેટલી વાર;
શું ગજું એ બાળનું પમાડું તેને પાર, આ.

કામસેના— ૧૫

પટકુળ પેરી સુંદર ઝાલી ગુચ્છ ગુલાબ તણું કરમાં
નેનથી નખરો કરતી પ્રાણજીવનને બોલાવ જઇ ઘરમાં

સુમતી— ૧૬

અહા અલોકીક રંભા પદ્મણી કે વળી ઉર્વશી અહીં ખાશી
કાંઇક વાત કહીને, પ્રેરે મારી તરફ તેની દાસી

કપટકળા— ૧૭

ચાલો આવો ઉપર અલબેલા, છો રસીક રંગ રસેલા.
મદમત્ત વડેથી કસેલા, માનુની મન વસેલા
તલસાવો નહીં તરૂણીને, વડું વીરહ દુઃખ જાણીને
કરો સંજોગ, ભોગવો ભોગ, મળ્યો છે જોગ
સુંદીર સાહેલા, છો રસીક રંગ રસેલા ચાલો

સુમતી— ૧૮

હાં રંગીલી રસીલી છબીલી છોગાળી
બાળા જાઉં બલીહારીરે
આતુરથું આલીંગન દેવા મેળવો મનહર નારીરે
એ પ્રાણુ પ્યારીરે હાં રંગીલી
કોટીક રંભા રતિ સમ સુંદરી, તુજ રૂપે નહીં નારીરે
વદુ વિચારીરે, હાં રંગીલી
રોજ રહીશ સમીપ હું તારી સ્નેહી સબંધી
વીસારીરે કરીને મારીરે હાં રંગીલી

સુમતી— ૧૯

મિત્ર મારા દીલજાન, નથી સુઝતું શું કરવું ભાઇ
ઉપાય મુજને બતાવી, આપ સલાહ વીચાર કરી કાંઇ

**સ્વારથી—** ૨૦

કેમ શરમાવો, કેમ ગભરાવો, ગુણકાના ઘર માંહી જાવો
કદી મળશે નહીં અવસર આવો, લાખેણા સુખે લ્યો લાવો
શરમ ધરો નહીં મારી જરી આ વાત કરૂં નહીં ક્યાંહી ફરી
વદું શાસ્ત્ર તણી વાણીજ ખરી, દેશાટણ પંડીત પ્રેમ કરી
જવું વેસ્યા ઘરને કચેરી જયહીં, વધે ચતુરપણું વિશેશ નહીં
કો નીંદે પણ કદી કરવુ નહીં, છે સાર સ્નેહ વેસ્યાની મહીં

**જોઇતો—** ૨૧

જાય તારૂં જડામુળ બેટ, આ શું સમજાવ્યું
**મો—** ખરે સ્વાર્થ સાધવા માટ આમ અડાવ્યું
છો ભોગ એમના, મોજ આવે તેમ મહાલે
કરીએ કેમ જો આપણું, એમાં શું ચાલે
**જો—** થાવા નીર્લજ સ્વારથી, કહ્યું નવ થોડું
**મો—** સુંદર શોભાવે તેવું મળ્યું છે જોડું
જોઇતા જોવાને કાજ આપણે જઇએ
જોબની બીના તે શેઠ કને જઈ કહીએ

**સ્વારથી—** ૨૨

શેઠ મારા મહેરબાન, જાઓ જલદી ઉમંગ મન આણી
પણ મહેરબાની ખાતર, આપો વીંટી મિત્ર ભાવ જાણી

**સુમતી—**

લે આ વીંટી આપું નથી વધારે મિત્ર તુજ કરતાં,
આવે જો આંગળીએ બતાવજે બૈરાંને પીરસતાં

**સ્વારથી—** ૨૩

શાબાશ મીત્ર સુજાણરે; આજે કીધો આભારી, (૨)
ફરજ બરોબર બજાવી શાણા, હાલત મારી વીચારીરે, આજે

આશીષ એટલી આપુંછું વાધો કીર્તી અખંડ તમારી, આન્જે
જલદીથી જાઓ, શુંરે વીચારો, લાયક તમ એ નારીરે, આન્જે
હું પણ અહીંથી જાવા ચહુંછું મોદક, વેળા વીચારીરે, આન્જે

સુમતી— ૨૪

ઠીક જાઓ કાલે મળજો, રખે વાત આ કોઇકને કહેતો
નથી તુજથી જુદાઇ રાખીશ રાજી હર વખતે હુતો.

સુમતી— ૨૫

આતુરહું છું આવવા અલબેલી નારી,
પણ આ પીડા નડેછે મુને ભારી,
જરૂર મુકીને આવીશ સાથ તારી,

કપટ—

વણુવીચાર્યું સું વદોજઆ ઘટેના,
જાઓ કયાં, વારેવા, શુરેઆ,

સુ.—આતુર હું છું આવવા અલબેલો નારી
કપટ—જાઓ ન શેઠજી પ્રેમ કટારી મારી
આપ વીગોગથી પીડાયે બાઇ મારી,
જુવતી રાહ જુવે છે પ્રીતે તમારી
સમજાવી સુંદરી શાંત કરો ન ડરો;
કષ્ટહરો, સઘહરો, વીચરો, આતુર.

કામસેન— ૨૬

આવો આવો પ્રીતમ પાવન કરો,
કામ પીડા હરો, હ્યોને લાવ ખરો હાં, હાં, હાં. હાં, આવો.
રસીલા રસમાં ઝીલાહું પતિ પ્રેમ ધરી,
પોઢો પ્રસંન કરૂં ચરણુ તણી સેવા કરી;
તમ દરશનથી કરી, થઇછું શાન્ત ખરી. હાં, હાં, હાં, હાં, આવો.

પુરવ પુન્ય પ્રતાપે મળ્યા સ્વામી સારા
નહીં મુકું નીમીશ માત્ર નાથ ન્યારા
રમીશું રોજ રંગે પ્રેમીપીયુ નીસંગે.
હાં, હાં, હાં, હાં, આવો આવો પ્રીતમ પાવન કરો

## પ્રવેશ ૫ મો.

**સ્વારથી—** ૨૭

જુવો જુવોને જગમાં, કેવી શ્રીમંતોના ઘરની પોલ
ગુણકા ઘરમાં ગયા શેઠજી રમવા રંગ તણી રકઝોલ
નગણી મારી લાજ, હું રોકુ શાને કાજ,
આપણો વેપારને રોજગાર એનીમાંજ, જુવો.
ભોગ એમના અવળા ચાલે, શું કરવાને ધરીયે શોક
ગુણકાને પણ ગમતું બોલ્યો, નહીં જાણ્યું ૯ક્કડનું ફોક.
આપણું એમાં સાર, ઉડશે બેશ બહાર.
પ્રપંચમાં પટાવી સ્વાર્થ, સરસે વારંવાર. જુવો.

**મોદકો—** ૨૮

સ્વાર્થીલાલ સ્વાર્થમાં તું છે ખરેખરો
**જો—** બોલ તું હરામખોર, શેઠ કયાં ગયા
**મો—** સા, ચું, કે, ને, પ્રંપંચી છે પુરો, સ્વાર્થીલાલ
શેઠને બગાડનાર નકી એજ છે.
**જો—** શું જુવે છે માર માર ડર નહીં જરી
**સ્વા—** ત, મ, ને શું, પંચાત પરની છે. સ્વાર્થીલાલ
**મો—** અપાવશે એના કનેથી આપણુને કાંઇ
**જો—** હાજી હાજી કરતા રહેવું ભેગા એમના ભાઇ
**મો—** દા, ટી, વા, ત રહેવા દો ના કરો સ્વાર્થીલાલ

જો— લગાવ એક લાત વીંટી એ પડાવીલે,
મો— આપે નહીં એ જો તને તો તું ભડાવી દે
સ્વા- આ, પી, દે, વી નહીંતો છે મરો, સ્વાર્થીલાલ

સ્વારથીલાલ— ૨૯

ચુપ, ચુપ, બકે શું જાવો. સમજાવું અહીંયાં આવો
શું વારે વારે કરાવો, બોલ્યા નહી ત્યાંતો ફાવો.
તમને પણ કાંઇક મળશે, નકી અર્થ તમારો સરસે,
આપણું માંય, કહો શું જાય, સ્વાર્થ સધાય;
ઘેર નહી જાવો, સમજાવું અહીંયાં આવો. ચુપ ચુપ
એ ભોગ શેઠના ભાઇ. શું લાગે વળગે કાંઇ,
ખુશામત કરી, લેવું ધન હરી, પાછળે ફરી
શાબાશી લેવી, શિક્ષાં શું કરવા દેવી ચુપ ચુપ
જો-જો મિત્ર મળે કદી આવો, કરે રાખ ચોળાવિ બાવો,
સ્વા—મુક, મુક, જવું જમવા, વળી મળવા,
નહીંજ સતાવો સમજાવું અહીંયાં આવો ચુપ ચુપ

## પ્રવેશ ૬ ઠો.

સેજલદે— ૩૦

સમીસાંજનો સુમની ગયો છે સ્વારથીયા સાથે

સદા— હજુ કેમ આવ્યો નહી વારૂ, ફીકરછે આભુષણ સારૂ,
સેજ— ફુટાવ્યો તમે કરી હાથે, સમીસાંજનો
ખરેનથી સ્વાર્થદત્ત સારો
સ્વા— ઉલટો મને તમે મારો
મો— ખરૂં કહે પડશે નહી માથે. સમીસાંજનો

૩૧

સ્વા— મુક મોડું થાય, મારો વખત વહી ગયો

મો— ચાલ શેઠ પાસ મારખાવાનો થયો,
સ્વા—કેમ મારે માર ચાલ આવુધું તહીં,
સેજ—એકલોતું કેમ આવ્યો સુમતી કહી
જોઇ—સ્વારથી એ સ્વાર્થ માટે નીતી બતાવીને
મો—મોકલ્યા વેશ્યાની કને ભાઇ ભમાવીને
સેજ—બને નહીં કદાપી, સુમતી હોય શું એવો
સહા— શું કહેછે તું ખરે. શુ છે કહે તેવો
જોઇ—છુપાવવા આવત ઘરનીમાંહ સ્વાર્થીને
મોહ—આપીવીંટી લાવ્યા માહ્રી. જુવો પડાવીને
સેજલદે— ૩૨
બન્યું હોયજે કહે મુજને. કરીશ નહી રોશ હું તુજને
સ્વા—રાખું નવશર્મ દીલજરી, કહું બની વાત જેછે ખરી
અજાસીહ જેમલે ઝડપી, ધેર્યા ગુણકાએ ત્યાં તદપી
પટયા પ્રેમ પાસમાં માલે, કહો મારૂં શું તહીં ચાલે
સેજ—સોબત નવ કર તું તેની, બગાડી મતીજ તેં એની
સ્વા—નથી એ વાંક કંઇ મારો, વગર વીચારે શું સારો
મો—રજા હોય જો મુને આદીશ, કરૂં પુજા ચઢી બહુ રીશ

## પ્રવેશ ૭ મો

કામસેના— ૩૩
મારા પ્રાણતણા આધારરે, પ્રીતમ પાતળીયા
આપ વિયોગે અતિ, હતી, હું, ઊદાસીરે
તમે મન ગમતા, મનં મોહન મળીયા, મારા પ્રાણ

સાખી

મયુર ચહે જેમ મેઘને, ચંદ્રજ ચહે ચકોર
વેલ ચહે જેમ વક્ષને, જોબન મદને જોર

વાહાલા જોતી એમ વનીતા, વાટ તમારીરે
તમે મન ગમતા, મન મોહનમળીયા, મારા પ્રાણ

સાખી

જગમાં જીવ્યું જાણવું, પતિ વીનાનું વ્યર્થ
કામી કંથ મળ્યા વીના, સરે ન એકે અર્થ
હાજર હરનીસ હું રહીને, રસીયો રીઝાવું રે
તમે મન ગમતા, મન મોહન મળીયા, મારા પ્રાણ

સુમતી ૩૪

નથી તુલ્ય તુજ અવર કો નારી, પ્રાણ પ્રીયા મારી
વદન સમ શશી તેજ શોભે, સ્પર્શ સુખ થાવા ચીત લોભે
નયન શર અતિકામ ભારી, નથી તુલ્ય
કટાક્ષે મન મારૂં હરીયું, તુંને અવલોકી હૃદય ઠરીયું
અમ્રત સમ રસના છે તારી, નથી તુલ્ય
પયોધર કનક કળશ જાણે, અધર રસ અમ્રત પરમાણે
ઊર્વશી આપે ઊતારી, નથી તુલ્ય
રહીશ તુજ રોજ સમીપ વાલી, સ્નેહીના સબંધને ટાળી
( પણહાલ ) જવાધર વતી વીચારી, નથી તુલ્ય

કામસેના— ૩૫

પ્રાણપતિ અતિ છો પ્રીય મારા
આમ અઘટતું વદો નહીં પ્યારા પ્રાણ
એકલી અબળાને તરછોડી, જાઉં ઘટે નહીં વાલમજીરે
નહીંરે જાવા દેઊં નાથ નગીના, વાત કરો નવ મન સમજીરે પ્રાણ
વીરહવન્હી શુરે વેઠયે ખીલી જુવાની કુસુમ કળીરે
અમરામ્રત આરોગો પ્યારા, રંગ રમ્યાની તક મળીરે પ્રાણ

**સુમતી—** ૩૬

સમજુ થઇશું શોચ કરે, પ્રાણુની પ્યારી
મળી પીતાને ત્વરીત આવું, પાસ હું તારી — સમજુ
સુંદરી સુખ પ્રેમ તારો સાલે છે હમેશ
રાત દીવસ રમશું રંગ કર નહીં તું કલેશ — સમજુ
વીનયવાણી મધુર વેણે માર્યું મોહબાણ
સમય પહોડવાનો થાતાં પકડી લાવે પ્રાણુ — સમજુ

**કામસેના—** ૩૭

રસીયા નવ રોબાવો જો જાશોતો આપીશ હત્યાય
અન્નોદક નહીં લેઉ દેહ દગીને પાડીશ મુર્છ કાય

**સુ—** રતિસમ હે રૂપાળી આમ અધીરી થાવું શું સારૂં
જરૂર જાણજે જલદી આવું હમણાં પછી કેમ વારૂ

## પ્રવેશ ૮ મો.

**જોઇતો—** ૩૮

શું કરોછો કામ ભાઇ, એકલા આ ઘરની માંહી
ખોલી પેટીને શું લીધું, ભાગી નાંખ્યું તાળુ આહી
શેઠતો ગયા છે બહાર, કયાં ઘરેણું ચાલ્યા લેઇ
પાછું મુકો તે નહીંતો, કહેવું પડશે શેઠને જઈ — શું

**સુ—** શું બકે હરામખોર, શેઠને શું કહીશ વાત
બહુ લવારો જો કર્યો તો, પડશે એક તુજને લાત
થઇ ગુલામ શું અડાવે, શું બતાવે તારો તોલ
બંદાતો આ ચાલ્યા બહાર આવ શું કહે છે બોલ

**સદા—** સુમતી સાથે શું કરે, અરે હજી હડી સાથી

**જો—** તાળુ ભાગી લેઇ ગયા, બધું ઘરેણું પેટીમાંથી

૩૯

**સદાફૂળ**—નવ સુઝ પડે નારી
**સેજલદે**—થયો પુત્ર અવીચારી અરેહાં (૪) નવ
**સદાફૂળ**—કર્યો લેશ ન પ્રથમ વીચાર, બતાવ્યો બાર,
અધીક આવાર, એ થઇ ભુલ ભારી, નવ
**સેજલદે**—સ્વામી હું પણ સમજી મંન. સુંદીર છે તન,
નથી કો ફંદ, રહી એમ ધારી થયો
**સદાફૂળ**—ઘડપણે થશે શી દશાય. નહી સમજાય,
મરૂં એમ થાય, ખરે છે ખુવારી નવ
નહીં બેસે કદી મમ પાસ, આણી ઉલાસ,
ઉમંગે ખાસ, રમે નીત્ય જારી થયો
**સેજ**—સ્વાર્થીની સોબત કરી, બુધો તેની ફરી,
રહ્યો ન ડરી, વીવેક વીસારી થયો

## પ્રવેશ ૯ મો.

**કામસેના.** ૪૦

આવો, આવો, આવો, આવો, આવોજી મારા રાજ
જાવો શું, જાવો શું, જાવો શું, જાવો શું, જાવો શું સુંદીરરાજ
અહીંયાં આવો, તાપ સમાવો, હ્યો સુખલાવો, રસીયાલાલ,
પુરવ પુન્ય પ્રતાપે પામી, વાલમ આવે છે બહુ વાલ
ઇશક ચીત ચલાવે નીરખી, રસીયા થાશો નહીં રીસાલ
પ્યારા તારા પ્યારમાં બે ભાન, ભાન, ભાન,
વહાલા મારી હરી સુધસાન, સાન, સાન,
ભ્રમર ભ્રગુટી તણે બાણ, બાણ, બાણ,
પ્રેમની કટારે હર્યા પ્રાણ, પ્રાણ, પ્રાણ, આવો

**સુમતી બીલાસ** ૪૧

પ્યારી તુજ પ્યારમાં ગુલઝારાનું, કામણુ કરનારી
બલીહારી બાળાતારી, જાઉ તુજપર હું વારી.
રહેતી નવ ધીરજ ધારી, પ્યારી
આપું આ હાર તે તું ધાર, રેતુજ કંઠેતારી
પ્રેમદા કરી પ્યાર હોદીલદાર, પા પ્રીતીરસ વારી
સલુણી આ સ્વીકારા, વાલમની દાઝ વીચારી
પજવે સ્મરશત્રુ ભારી, પ્યારી

**કામસેના.** ૪૨

પ્યારા પ્યારા હૈયાહાર મારા, પ્રાણુના આધારે પ્યારા
પ્રાણુના આધારે પ્રાણુના આધારે, પ્યારા
તનમન સોંપ્યું તમને સ્વામી, વીરહની વેદનાને વામી
બાંધતાં પુરણુ પ્યાર પામી, અધીક સુખ સારે. પ્યારા

**સુમતી.** ૪૩

થયું હશે મુજ પીતાને જાણુ.
પ્રાણુ પ્રીયા એક વાત વીચારૂં, સંધુ ઘરેણું મુકો ઠીક ધારૂં
જોઇ તે કર્યું બુમ્બાણુ, થયું
ત્યાં થકી લાવતાં તેણે તો જાણ્યું, છતાં અડાવી મે અહીંયાં
આણ્યું માટે વંકુ આવાણુ, થયું
તેથી કરી હાલ ઘેર જવું છે, જોઉ પીતા મુને શું રે કરે છે
કેવી વલાને છે સાન, થયું

**કામસેના.** ૪૪

આવું વેણુ ન વદશો, (૨) આવું વેણુ ન વદશો, હે પીયુમારા આ
વીશ ખાઇ હવે પડશે મરવું, (૨) માંડયો ઉનમત આશો
માંડયો ઉનમત આશો હે પીયુ મારા, આવું
સુ—સુંદરી શોચતુ શીદ કરે છે, આંખે આસું ન ભરશો
આંખે આંસુ ન ભરશો હે પ્યારી મારી, આંખે

**કામ**—છોડુ નહીં પતિ છેલ છોગાળા, મુને મુકી શું જાશો
મુને મુકી શું જાશો, હે પીયુ મારા આવું
**સુ**—વાર જરામાં જઇ ને આવું, દીલ લેશ ન ડરશો
દીલ લેશ ન ડરશો, હે પ્યારી મારી આંખ
**કામ**—જાણુ ખરે પતિ પ્રેમ છે ઓછો, જઇ બીજીને વરશો
જઇ બીજીને વરશો, હે પીયુમારા આવું

૪૫

**સુ**—મનહર હેમાનુની, વેમ કરી શું વહાલી આમ વદી
**કા**—નથી જાતું સ્વામી, પોઢો પલંગે જજો વળતી કદી

## પ્રવેશ ૧૦ મો.

**સેજલદે.** ૪૬

શું કરવું હવે સ્વામીજી મારા વંઠયો પુત્ર વિશેશ
કરવાથી આમ ઉચાટ અહોનીશ, સ્વાર્થ સરે નહીં લેશ શું
ગુણકા ગમારમાં સાર બતાવ્યો, બુદ્ધી વધે તેથી બેશ
ફાટેલ સ્વારથીએ તો ફટાવ્યો, આપી એવો ઉપદેશ શું
જાતો નથી જીન મંદીર જરીએ, અલગો મુકયો આચાર
લાજ મરજાદ જરી નવ લેખે. લોકની મનમાં લગાર શું
એમાં શું જાય છે સ્વારથી કેરૂં, સ્વાર્થ પોતાનો સધાય
પુત્ર કુપુત્ર નીવડયો કલંકી, કરવું શું હવે હાય શું

**સદાફલ.** ૪૭

મારાસમ તું સુંદરી શાણી.
આમ ન રડ આંખે આંસુ આણીજી, મારા
સંસારમાં સુતસુતા સરવે, મળે છે કર્મ સંજોગ
પુર્વ જનમના ભાગ્ય પ્રમાણે; તેને પડે તેવું ભોગ
આપણે રહેવું, ઉરમાં જાણી, કોને કહેવી આ કર્મની કાણીજી

વહાલાં વગોવે લુચ્ચા લેખે, નીંદે છે સઘળીનાત
સગા સંબંધીની શરમ ન રાખે, આવે ઉઠી પ્રભાત
જાત કુજાતની શોબત શાણી, એથી કર્યો મનખો ધુળધાણીજી.

**શેજલદે.** ૪૮

ભલેરે આવ્યો આ અવસરભાઇ,
સુ—મુજને સતાવોરે, તેથી નહીં આવ્યોરે
સે—સમજે તો કહું તુંને કાંઇ, ભલેરે
સુ—તરણાની તોલેરે. બાપા મારા બોલેરે
કરવું શું રહી ઘરમાંહી, ભલેરે
કરો ફીટકારરે, આ ચાલ્યો હું બહારરે
આવું ન કદી હવે અહીં, ભલેરે

**સેજલદે.** ૪૯

કરે તું આમ ન શારૂ. વીચારી જો મનમાં, સાંભળ મારી વાત
આપણ તે કાંઇ જેવાં તેવાં, મોટાં માઝન જન
તે માટે છોકરવાદ છોડો, સમજો શીખ આ મન
કરેકાં અમને દહન, સાંભળ
જક શી કરવી હમણાં જવાસે બેશ પીતા તુજ પાસે
સુ—છોડી દે માડી મુજ છેડો નહીંતર પીત્તા મારો જાસે
તો મુખથો કાંક કહેવાસે, સાંભળ
આજ થકી ઉઘાડું જણાવું, જઉછું ત્યાંતો જવાનો
રોકયો નથી કોઇથી રહેવાનો અહીં હવે નહીં આવવાનો
માડી તમે નીશ્ચય માનો સાંભળ

**સેજલદે—** ૫૦

સ્વામી શુંરે થાસે હવે માન્યું ન જરી
લોપી લાજ કુળ તણી, એણેતો ખરી સ્વામી

પુત્ર રૂપી અરી વળી કુળમાં થાયો
કરી અપમાન માઇ, રે જતો રહયો    સ્વામી

સદા— ઇશ તણુ ધાર્યું થસે કલેશ કાં કરે
ઉપાય જડયો છે એક રડતી તુ રે    ઇશતણુ
નગ્રતણા નૃપતિને અર્જ કરીને
નીશ્ચે તજાવશું ઘર વેશ્વાનું તેને    ઇશતણુ

---

# अंक २ जो

## પ્રવેશ ૧ લો.

કંચનીયો— ૫૧

જય શુખકર દુખ હરતું (૨) નટવર જગધર ઇશ્વર તું
પર્મપ્રભુ જય સુખ કર દુખ હર તું
તુજ ગુણ ગાઇએ, પરમપદ પાઇએ
તારી ગતિ, ન્યારી અતિ, પોચે નમતિ
ક્રોડ કૃપા હે પ્રભુ કરતું,    જય
જગ જશ સ્થાપો, રીધ સીધ આપો, કષ્ટ સહુ કાપો નૃપતિતણાં
સુખ મળે, દુઃખ ટળે,    જય
નિત્ય સુમંગળકાજ કરો, શીરતાજ મહીં રવી તેજ તપો
જય ધાકર, અમપર, જયકર, નૃપપર સુખકર દુખહર
ગીરીવર તું ....................................જય

સદાફળ— ૫૨

એક અરજ ઉરમાં નૃપ ધારો, રંક પ્રજાની વીનતી સ્વીકારો
વેસ્યા એક વસે અહીં ન્વાસો, કામસેના કપટી કષ્ટ ભારો    એક
રાત દીવસ રહી તેને સંગે, પુત્ર અમારો બનીયો નઠારો    એક

શું કરીએ ઘણું એ સમજાવ્યો, પણ નથી રહેતો અમથી એ વાર્યો
એથી આપને અર્જ કરં છું, નૃપતિ મારૂં કષ્ટ નીવારો   એક
મેહેર કરી મહારાજા સુજને, ગુણકા કનેથી પુત્ર અપાવો.   એક

રાજા--   ૫૩

સુણ અરજી શેઠ તમારી, ઈનસાફે અમે ઉતારી
ઉતર આપું વીચારી, લઇ લક્ષે રાખો ધારી
કોઈ વેચીને નીજઘરને, ચાહે કરવા મન કરને
કરે ન વીચાર, થાય ખુવાર, રમે નીત્ય જાર
થાય અવિચારી ઇનસાફે અમે ઊતારી.
વલી તજી કુળ કોઇ જાયે વાસી જંગલનો થાયે
શીખ નવ ધરે, કર્મ નીચ કરે, જઇ તહીં મરે, કહો શુ રોકાયે. વાસી
તમ પુત્ર કરે એ પેરે, જાયે ગુણકાને ઘેરે, કહો શુ થાય
કેમ રોકાય પ્રેમની માંહ, તજાત્રી પ્યારી   ઇન
તમશરમ થકી સહુ સહીયે ચાલો ગુણકા ઘર જઇએ,
સમજાવું સહી, તેહને કહી, અમારૂં નહીં જોર, જરાએ   વાસી

સગ્રીવ —   ૫૪

જાવું, જાવું, જાવું રે, શાને માટે વેસ્યા ઘરજાવું
હુકમ હોયજો હજુર કેરો, એને અહીંયાં બોલાવુરે   શાને
રા— નાના તેને કરવી ન હરકત, જાતે ત્યાં લગી જાવું રે,   શાને
સ— અદલ ન્યાય છે આપનો, ભુપતિ સુણી હુકમ હરખાવું રે,   શાને
વી— મારાજ મારે, છે એક અરજી, કહોતો સહુને રીઝાવું રે
મારી નારી તણા ગુણ ગાવું,   હાં હાં

વિદુષક—   ૫૫

નારી મારીનો સાજ સંભળાવું, સુણોને નૃપ ધરીધીર આવાર
અગીયાર વાગે ઉંઘમાંથી ઉઠવું નહાવાનો નીમ છે દીન દસબાર
ભુત ભડકામણી, રાંડ બજામણી, વરવો જેનો દીસે છે વેષ

વેત ભર્યો વાળમાં પાર વની લીખો, ફુવડ રાંડને માથે હમેશ
અંગે ઓરાળા ને દાંતન રાળા, માથું જાણે સુગરીનો માળો.
ખણતાં જુવેના ટોકળા ખેરવે, બળી ભુંડણની ટેવ બાળો નારી

**સદાફળ—** ૫૬

મહેર કરી મહારાજા, અપાવશે સુત શાને હવે ડરીએ
ખરા ખુલાસાથી. પત્રજ લખીએ એના સાસરાયે.

## પ્રવેશ ૨ જો.

**સુભગા--** ૫૭

સુણો સુણોને વીનતી મારી હો, મારા પ્યારા પ્રીતમ હીલજાની
પુત્રી તમારી, લીલાવતી જે, શાણી સુગુણી સુધીરતા જે
આવી આવી છે ઊમર એની હો મારા
આજે વેવાઇનો પત્ર આવ્યો. વાંચી વીગત મુજને મનભાવ્યો
છતાં વાર કરો હવે શાનીહો મારા
લ્યોને લાવી, વાંચો સત્વર, કુમ કુમ કેસર છાંટયું અંદર
આપો ઉત્તર વચન મુજમાનીહો. મારા

**સોમદત્ત—** ૫૮

લાવો લાવોને વાંચવું વાલીહો, પ્યારી તારે અધીરી ન થાવું
એહ લખે છે કે લગન લેજો; પાછો પત્ર લખો પાઠવજો
માટે કાલ મુહુરત લેવરાવું હો, પ્યારી તારે
હાંડી તકતા ચુમની ઝુમર, ગુલાબ ચંપો ઉમદાં અત્તર
વલી સારાં બીછાનાં મંગાવું હો. પ્યારી તારે
જાન તેડાવું જશ લેવાને; માઝનમાં મોટાઇ થવાને.
મોટો મંડપ ઘેર રચાવું હો પ્યારી તારે
નોતરું આપું નાતને આખી, વખાણે સૌકો મુખે ભાખી
પ્યારી તુને હું ખુશી કરાવું હો. પ્યારીતારે

# પ્રવેશ ૩ જો

**કામસેના—** ૫૯

કરો મહેર રાય રંક ઊપર ભારી, આવી આજ મારી
લાજનો વધારો, વળી શચાવ સાથ કરી અતિ આભારી. કરી,
કરો હુકમ ઊભી હાજર હું હજુર, આજ્ઞા આપો મુને
જે કરૂં જરૂર, ધરો ન અંદેશ લેશ પૃથ્વીનાથ ઊર, કરો.

**સચીવ -** ૬૦

છે મહીપતિનું વચન, માનુની; મહીપતિનું વચન
ધરો સત્ય વચન કરી મન, માનુની મહી.
શેઠ સદાફળનું કષ્ટ કાપો, સુમતી વીલાસ આ વખ્ત આપો
જાત વણીકની હોયે નઠારી, સ્વાર્થ સરે એ શું કરતાં યારી
પ્રીત કરો નર અવરની સારી, પ્રેમ તણું સુખ મળશે ભારી
વારંગના કહું વારી વારી, (માટે મુકીદ્યો શું સારછે)
છે હીત તણું આ કથન, માનુની મહીપતિનું મહી વચન

**કામસેના—** ૬૧

શાણા સચીવજી, બોલ્યા શું બોલ, જાઓજી જાઓ,
હાં, જાઓજી જાવો, હાં- વાહ, જાઓજી જાવો, શાણા.
મનગમતાથી ન મોજ મુકાય, વીરહ લાય શું રે વેઠાય
પળપણ પ્રાણ સુજાણ, સોવાય નહીં રહેવાય
ના નહીં રેવાય- હાય- નાય નહીં રેવાય, પળપણ પ્રાણ
મહીપતિ કોપે તો શું રે થાય, કાપે આ શીશ ભલે કદી જાય
બહેતર જીવ જતાં પણ નાય, જુદુ પડાય
હાય જુદું પડાય-હાય-નાય-જુદુ પડાય બહેતર
ખચીત બખર થઇછે ખરે, તેડી તમોને આ લાવ્યા અરે
એમ સીફારસ શેઠ કરે ન કાજ સરે
હાં- કાજ સરે હાં-નાય કાજ સરે એમ સીફા

સદાફળ— ૬૨

કરૂં શું અરે હવે હું હરી, તજાવી લાજ તેં સુંદરી
કરી મુજ પુત્રની યારી, કીધો ઘાયલ વચન મારી
હવે નૃપ એક અર્જ કરૂં, ઊચારૂં છું, છતાં બહુ ડરૂં
ફક્ત પરણાવવા કાજે, અપાવો પુત્રને આજે
વધુ દીન હું નહી રાખું, પ્રતિજ્ઞા સત્યથી ભાખું
સ—સોંપો શેઠ પુત્રને તો ખરે, હુકમ મહારાજ તમને કરે
કર્યું અપમાન જો આ વખત, નિશ્ચે થશો પાત્ર સજાને સખ્ત
કા—હુકમ હોય રાયનો એવો ખરે કરી માન્ય તે સહેવો
ભલે લઇ જાઓ ખુશી થકી, લોપું ન લાજ રાજ નકી,
અધીક દીન એહને થાશે, જરૂર મમ જીવતો જાસે;
સ-જરૂર જાઓ પુત્રતો આવશે, કરીને લગ્ન તેનું હોશે
લાખેણો લાવ લેજો કરી, આવો નવ વખ્ત આવે ફરી

## પ્રવેશ ૪ થો.

સદાફળ— ૬૩

પ્રાણુ પ્યારી હવે ઝટ થાઓ તૈયાર
સે— સહુ કાજ સુધાર્યાં, પ્રભુએ આવાર
સ— સુમતી વીલાસનાં લગ્નજ કરવાં મોટાં માઝન જાને
નોતરવાં આણંદ વાધશે જોઇ અપાર, પ્રાણુ.
સે— પુત્ર પરણાવશું રૂડીજ પેરે, લીલાવતીને લાવીશું ઘેરે
બાઇ કહી બોલાવસે સાર, સૌકાજ સુધાર્યાં
સ— બુધ્ધી શાળી છે લીલાવતી વહુ, શાસ્ત્રનીતી જાણે
છે તે બહુ, જીનધરમ પર શ્રીધા અપાર; પ્રાણુ.
સે— આહા એવી વહુ પરણે છે પુત્ર આવી શોભાવશે
એ ધરસુત્ર આણંદ આણુંક ઉર ન માય સૈકાજ

ગાનારીઓ ઘણી નારની ગાયે, તેથી કરી ચાલ જાઉં હું ત્યાંય આપી લાણીને કરૂં વીદાય, સૌકાજ

## પ્રવેશ ૫ મો.

**ગાનારીયો—** ૬૪

ચાલો બેની ગીત, સુ મંગળ ગાઓરે

રૂડો અવસર અમ ઘર આવ્યો, ચાલો.
આજે આનંદ હરખ અપારરે તરીયા તોરણ બાંધ્યાં બારરે
સૌકો આવ્યાં સજી શણગાર, ચાલો.

લીલાવતી વાયક વર મળીયોરે, સુમતી સુંદીર વર બળીયોરે
**મા—**કર્મ ફુટયાને કોઇ એ ન કળાયો, ચાલો.
**જો—**જ્યારે જાણુ થશે ત્યારે જોશોરે, સહુ શંપય મનનો
ખોશોરે પછી પોકવાળી તેને રોશો, ચાલો.
**ગા—**મળી સુંદીર સરખી જોડરે, કરશે પુરા પરણી કોડરે;
જોઇ માનુની મુખ મરોડ. ચાલો.

## પ્રવેશ ૬ ઠો.

**મોદકો—** ૬૫

આવ્યા અવ્યારે અમે જાને આવ્યા.
ભાવ્યા ભાવ્યારે, મન સહુને ભાવ્યા.
ઓઢી શેઠની શાલ, વળી ધોતી રસાલ, પહેરી પાઘડી
લાલ, લાંબા મુછના વાળ, આ-હા, આવ્યા.
મારી ભભકો અપાર, ચાલો જઇગે આવાર નવ.
કરવી કંઇ વાર, હશે ભોજન તૈયાર, ઉડશે બેશ બહાર. આહા, આ.

## પ્રવેશ ૭ મો.

**સુભગા—** ૬૬

બેની આજે આણંદ આપણે ઘેરરે,
વર કન્યાતો પરણ્યાં રૂડી પેરરે.

વાજાં રૂડાં વીધ વીધ કેરાં વાજેરે,
જેના નાદે ગગન મેરૂ ગાજેરે.
દેછે સોમદત્ત તે કંન્યાદાનરે, દાન લે છે સદાફળનો સંતાનરે
ચાર મંગળ ચોરીમાં વરતાયરે, માનુની ત્યાં મનહર મંગળ ગાયરે
આવ્યું નાણું વાવરવાનું ટાણુંરે, આવો રૂડો અવસર હું શું વખાણુંરે

## પ્રવેશ ૮ મો.

**સુગુણ—** ૬૭

લીલાવતી સાહેલી કાલે તું તો સાસરીયે જાસે
ગમત કરીએ ગાઈ એથી અમને સુખ અધીક થાશે

**લીલાવતી તથા સખીયો—** ૬૮

છે સત્ય શીયળમાં સુખ સકળ સંસારનુંરે
વાધે કલેશ અને કંકાસ કરે વ્યભીચાર
માટે તન મનથી સહુ તારૂણી તેને તજોરે
કદી પરનરનું મુખ સ્વપ્ને પણ જોવું નહીંરે
મનથી ગણવા સૌને ભ્રાતાને સમાન
નિર્મળ નજર થકી નીહાળી, શીયળને સજોરે

**સાખી.**

ભુષણ અખંડીત અંગનું, નાક અનુપમ એક
સાચવવું પ્રીતે કરી, રાખી હૃદયે વિવેક
કદી દુઃખ પડે બહુ તોપણ તે તજવું નહીંરે
વધશે કુળ તમારાની તેથી બહુ ખ્યાત માટે

**સાખી.**

વ્યભીચારીનો જન વળી, કરે અધીક ધીકાર
રાખે નવ વિશ્વાસ કો, રૂઠે રામ કીરતાર
જાર કરમ કરવાથી નીંદાયે બહુ લોકમાંરે
નિશ્ચે તેથી થાસે લક્ષ્મી કેરો નાશ- માટે

**સાખી.**

અરપ્યો આપણને જજે, માત પીતાયે નાથ
પ્રભુ પોતે તેને ગણી, સેવા કરવી સાથ
તેથી પ્રસંન થશે પરમેશ્વર તમને પ્રીતથીરે
દેશે વીધ વીધ રૂડાં સ્વર્ગ તણાં સુખદાન માટે

**સુમતી—** ૬૯

બેશને બાળા કેમ બીયે છે, કોઇ નથી અહીં શાને ડરે છે બેસ
કહેવું હોય તે કહી દે સત્વર, સ્યામા શાને શરમમાં મરેછે બેસ

**લી—**આશી ભુંડી ટેવ તમારી, આવશે હમણાં સખીયો મારી આશી
મુકો પાલવ મુજને જવાદો, વળગો વાલમ મન વીચારી

**સુમતી—** ૭૦

માન્યું માન્યું ન કહેવું મારૂંરે જરી
હઠીલાઇથી હાથે કરી અળખી થઇ
વારૂ વારૂ રે તારા કરમે કરી માન્યું
ભુલ્યો હું ભરમાઇ, કર્યો વીચાર ન કાંઇ
વહાલી વેસ્યાથી સગાઇ, મારૂં તન મન તેની મહી
હવે ફરી બોલાવા કેરી સત્ય પ્રતીજ્ઞા સાચી
જારે જા, દુર થા, તારૂં કાળું રે કરી, માન્યું

# अंक ३ जो

## પ્રવેશ ૧ લો.

**સુમતી—** ૭૧

નવ સુઝ પડે કાંઇરે, હવે શું કરવું
ભાગ્યું પાપ મારા કરમેરે, હવે શું કરવું હવે.

વગર વીચારે તાત મારાએ, કામ બધું વણસાડયુંરે હવે.
ઊંઘી ગઇ છે રાંડ આવપ્તે, શાને કાજે ખોટી થાવુંરે હવે.
વહાલી વાટ જોતા હશે મારી, માટે જલદીથી ત્યાંજાવુંરે હવે.

**લીલાવતી—** ૭૨

પ્રાણપતિ મુજ પ્યારા, કેમ રીસાયા, આવો ઝટ આંહી
શાંદ છુપાયા મુજથી, જુવો પરીક્ષા જાણું મન માંહી

**લીલાવતી—** ૭૩

એકલી મુકીને મુને, કયાં પતિ ગયા
પ્રથમ સમાગમે સ્વામી, અધીક દુ:ખ હું તો પામી
કઠણ કાલજાના આવા કયારના થયા એકલી.
સાંભળેલું સાચું ઠર્યું, દાખવીને સીધ કર્યું
ઊંઘતી જાણીને અરે, ખસ્યા છો પીયુજી ખરે
આશરે જાણુંછું, બેસ્યા વાસરે વસ્યા એકલી
આગ્રની ઇચ્છાએ આવી, ભોળવાઇ વડે ભાવી
અર્કતણા ફળને વામી, મન વીચાર મન વીરામી
અબળા શા આધારે ત્યાગી. આની ન દયા એકલી
વરજ મળ્યો વ્યભીચારી, ગતિસી થશેજ મારી
રડી રડીને જનમ જશે, અધીક તાપ તન થશે
હવે હીરા મોતીના હાર, અલખારે થયા એકલી

**લીલાવતી—** ૭૪

મુને ખબર હતી નહીં આવી, નવ મટે પદારથ ભાવી મુને
કેમ ધીરજ ધરાય, નવ વીયોગ વેઠાય, મુને ખબર
હરખ હતો મુજને ઘણો, પતિ સંગ રમવારંગ
લાવો લેશ લીધો નહીં, થઇ આશા સહુ ભંગ
સાગરના શોકે ડુબાવી, નવ મટે પદારથ ભાવી મુને
અ.૧૧ વાર તજી પતી, દયા ધરી નવ નાથ

વગર વીચારે શું કરો, શું મારો અપરાધ
તારૂણી ટેક તજાવી, નવ મટે પદારથ ભાવી                    મુને

## પ્રવેશ ૨ જો

**કામસેના—** ૭૫
કેમ ન આવ્યા નાથ હજી હે સખી
ઘડીએક ભાગેરે, વર્ષ સમ લાગેરે
નાથ વીયોગે દુઃખી કેમ ન આવ્યા
મદન સતાવેરે, અંન નવ ભાવેરે
વાત કરમ શી લખી, કેમ ન આવ્યા નાથ હજી          હે સખી.
છે મુને માલમરે, વાર કરેન વાલમરે,
શું રહ્યા વશ થઇ સખી, કેમ ન આવ્યા નાથ હજી હે સખી

**કપટકળા—** ૭૬
ઘરઘર રજ ધીર અશ્રીથા નેન અધીર નવ શોભતું શરીર,
કેમ આમ કરે શું વળે વલો પાતે નેન આશું ભરે,         ઘરઘર
તુને મળશે તારો કાંત, થાને સુંદરી તું શાન્ત, નિશ્ચ ભોગે
તમ ભ્રાત, કામ ક્રીડા કરી, પાસે પ્રેમ રસપુર એ વિયોગ હરી, ઘરઘર

**કામસેના—** ૭૭
આવો આવો અલબેલાજી મારા પ્યારા જીવન
પ્રાણ, જીવન પ્રાણ, જીવન પ્રાણ છો.
રંગ રસીલાજી, છેલછબીલાજી, રામાને રત્નજ ખાણ,
રત્નજ ખાણ, રત્નજ ખાણછો.
પ્રેમતણી પ્યાસી, વાટ જુવેદાસી વાલા વીલાસીની
હાં, હોંશ ભરી, હોંશ ભરી, હોંશ ભરી,              આવો.
જાણ્યું વદી જુઠું બોલી ગયા મીઠું પરણીમાં શું દીઠું,
હાં, પ્રીયપતિ (૨)                    આવો આવો
આવો ને આવોજી, તાપ સમાવોજી; લ્યો સુખ લાવોજી,
હાં, હોંશ ભરી, (૨)..............................આવો.

**સુમતી—** ૭૮

રસ ભરી રંગ રમનારી (૨)
મધુ કર હું તારો, તું છે માલતી મારી, રંગ રમનારી.
હાસ્ય વચનથી મનહર નારી, દેખાને થાઉ દંગ,
ચતુરા ચીત ચળાવે મારૂં, સહારહું તુજસંગ, રંગ રમનારી
રશ્યાન પળપરણીની પાસે નૌતમ નારી નંગ
મદીલા મનગમતું સુખમાણો, એમાં એક નવ ઢંગ, રંગ રમનારી

**સુગુણમંજરી—** ૭૯

સખી શાણીતું મારીરે (૨)
આમ અચાનક આવીરે ક્યાંથી, દીસે અતી ઉદાસ
કમળ વદન કરમાયું શે કારણ, ભામની સાચું ભાખ, સખી
શાત સ્વભાવના સાસુને સસરો વર ઘરે વલી વહાલ
સત્વર બોલી દે અંતર ખોલીદે કે કોઇ શોકનું ચાલ, સખી

**લીલાવતી—** ૮૦

શહીયર સાંભળ તું શાણી, કહું મુજ કરમ તણી કહાણી,
પતિ મળ્યો મુજને વ્યભીચારી કોણ ગતી મારી, સહીયર.
ગઇ હું સાસરીયે જ્યારે, હરખ બહુ હતો મનમારે
ધારયું થઇ ગયું ધુળજ સઘળુ પડી ફાળ ભારે, સહીયર.
વહ્યો દીવસ થઇ રજની ગઇ હું પંતિ પાસ સજની
વર્ણવું સું તે વાત વખતની મારા અંતરની, સહીયર.
જાણી મન મોહનમારા, પ્રીતે કહ્યું કેમ પ્યારા
છતાં નહીં ગણકારી મુજને, લાગે ખરે ન્યારા સહીયર
બીજું બોલી નહીં કાંઇ, સુઇ રહી હું શરમાઇ
ઉંઘી ગઇ હું વખત વીચારી, નીરાશ થઇ ત્યાંહી સહીયર
થઇ અર્ધ નીશા જ્યારે, લંપટ ઉઠી ચાલ્યા ત્યારે
નીશા વીષે ભયભીત અવસ્થા, મારી તે વારે સહીયર

**સુગુણમંજરી—** ૮૧

અકળાવો ન અલબેલીરે, સજની શાંન્તી ધરો
શોચ કરેથી શું વળવનું, જેથી સરે સહુ કાજરે તેવું કૃત્ય કરો
સુખ દુખ સૌને કર્મે જડયું છે, આપણો નહીં ઉપાયરે પ્રીતે
પ્રભુ સમરો અકલાવો ન અલબેલીરે
તુજ દુખ દેખી દીલ મુજ દાઝે, શાશન દેવતા શાણીરે!
તારાં કષ્ટ હરો, અકલાવો ન અલબેલીરે સજની

**લીલાવતી—** ૮૨

ધારજ કેમ ધારૂંરે, કંથ વીયોગે કરી
અંન ઉદક ન રૂચેરે, જંપ વળે ન જરી ધારજ
પુરવ જન્મનાં માઠરાં, ઉદય થયાં આ પાપ
વેસ્યા વશ વાલમ થયો, થાય અથોક પરીતાપ
જનમારો આ જાશેરે કેવી રીતે કરી
થયા નાથ નમેરારે, દયા નહીં લેશ ધરી. ધીરજ
પતિ વીનાની પ્રેમદા, એની જગમાં જેહ
હોય રૂપની ખાણ પણ, મીથ્યા જીવ્યું તેહ
એવી હુતો અભાગીરે, આ આયુશ એળે ગયું
મળ્યો નાથ કુસ્છંદીરે, સુખ સૌ જાતું રહ્યું. ધીરજ

**સુગુણ—** ૮૩

સુભગાકાકી આવો, બેન લીલાવતી આજ ઉદાસી છે
કારણ તે પુછોને, જુઓ તમને કાંઇ જરા કહેછે

**સુભગા—** ૮૪

કેમ કરમાયું (૨) તુજવદન કમળ મુજબેની
કષ્ટ પડયું શું કારસું તે સત્વર શાણી કહેની
શું સાસુએ, (૨) વળી નણદે દુઃખ બહુ દીધું
કે જુલમી જામાત્ર છે, વળી કે સસરે કાંઇ કીધું

દસ દીવસ રહી (૨) કે મચાવી પીયેર અકળાઇ
મારા સમજો જુઠું બોલે, શાણી મન શરમાઇ

**લીલાવતી—** ૮૫

માજી શુંણુ કહું વાત મુજ દીલની સ્વામી વ્યભીચારી છે
લંપટ લાડી કુપાત્ર દુષ્ટ મતિની વેસ્યા તણી યારી છે.
અહીંથી જાતાં વેંત રંગરસીયા વેસ્યા અગાસે વસ્યા
કાઢ્યા દશ દીન રોઇ રોઇ દુઃખમાં એવી થઇ ત્યાં દશા.

**સુભગા—** ૮૬

દુખી દીકરીને મળ્યું નહીં સાસરીયું સારૂં
**સો**—સુણી તારૂંરે, મન મારૂંરે, શું કરૂં એમ મનથી વીચારૂંરે
**સુ**—દુખ તેનું ન ખમાય, હોશ ઊડી સહુ જાય
**સો**—લાગે શરીરમાં લાય, હવે કરૂં શું હું હાય
**સુ**—જોયું કેમ કરી જાય, દુખી દીકરીને મળ્યું નહીં

**લીલાવતી** ૮૭

શું કહોરે સખી કેમ જાશે, આ ભવ પતિવીણુ દુખમાં
પતિ વીનાનો જન્મ જશે કેમ, ચેન પડે નહીં ચીત લગાર
**સુ**—ધીર ધારી, બેની મારી, રે વીચારી
તારી છબી દુખીઆરી જોઇ, મુને તાપ થાય તનમાં શું કહો
**લી**—વાંક વીના મુંને વહાલે વીસારી, થયા નમેરા કેમ નાથ
**સુ**—સારૂં થાશે, દુખ જાશે
સજનેરે સખી શીળ તુજ અંગે અતિ સુખછે એમાં. શું કહો

## પ્રવેશ ૪ થો

**સદાફૂળ—** ૮૮

હો પાપી પુત્ર તેં બેહાલ, તો મુને કર્યો
છકેલ થઇ મેરજાદ લાજ, તાજ તો કરીને

ધીક ધીક કોનથી નહીં ડર્યો હો પાપી
આવીછે દીવાળી, જાવું તેડવા વહુને
ખરે ખરો ખેલ ત્યાં થશે ખરો, હો પાપી
ખબર છે ખરાબ, ચાલ, સાસરે સહુને
માટે મોકલે નહીં તો શું કરો હો પાપી
ગમે તેમ થાય પણ, લોક લાજે જાવું
વહુને નહીં વળાવે તો અહીં ફર્યો હો પાપી

## પ્રવેશ ૫ મો.

૮૯

સો—ઊંચ કુળથી લોભાઈ, પથ્થર સાથે રત્નને અફળાવ્યું
સુ—જુઓ પેલા આવે ..............................
સુગુ— ..............કરવા વેવાઇ લીલાવતીનું આણું

૯૦

સુગુણ—કોણછો અને કયાંથી આવ્યા કયાં રહો
શાને અરથે આવ્યા, સઘળું તે કહો કોણ
સદાફળ—કેમ પુછો આવું, શું ઓળખો નહીં
આણું કરવા આવ્યો, આજ હું અહીં કેમ
રહેવું નગરી કૌસાંબી, મમગામ છે
સુંદર રૂડું સદાફળ, મુજ નામછે કેમ
સુગુ—જાણ્યું જાણ્યુ અમે ડાપણ આપનું
આણું કરવા આવ્યા શું તમ બાપનું
સુભ— પુત્રી મારી લાડકડી, લાડકવાઇ
બેઠી નથી વાટમાં અરે એ અહીં
સદાફળ-આશું આમ નકી તમે ઉચરો
મારી મેણાં શા માટે દુઃખી કરો

**સુગુણ**—આણું કરવા પહોર વહેલા આવજો
ઘેર જઇને ક્ષેમ કુશળ કહાવજો
**સોમ**—દુખી દીલે થાશો નહીં ને નહીં રડો
થાય મોડું માટે જલદી પંથે પડો

## પ્રવેશ ૬ ઠો.

**સદાફળ**— ૯૧
મુજ કર્મની કથની અરે આકોને જઇ કહું અવાર
થઇ અવસ્થા માહરી કુચાલી પુત્રતો ગમાર,
કરયો વેસ્યાની સંગમાં ધર્ત્તેન શીખતો લગાર, મુજ.
લોક લાજથી ડરી, ગયોતો વહુને તેડવા
છતાં બહુ બનાવીને વીદાય કીધો તેણો વાર, મુજ.
હવે ઘણા વીત્યાદીનો માટે ફરીને જાવું ત્યાંય
સમજાવી કાંઇ શીખને જરૂર તેડી લાવું આંય મુજ.

## પ્રવેશ ૭ મો.

**સુગુણ**— ૯૨
મારી શાણી (હાંહાં) સુગુણી બેન ફીકર અતિ તારી
**લી**—ધાર્યું થશે (હાંહાં) પ્રભુનું માય તજ ચીન્તા મારી,
"પીયરનું સુખ અધીક હોય પણ કામન આવે કાંઇરે
સાસરીયાની શુળીજ સારી ગણવી મન સુખદાઇ, તજ.
**સુ**— સરવ પ્રકારે તું સમજે છે વળી કરે વીચારરે
**લી**—તેડવા કારણ મામુજ સસરા આવ્યા બીજીવાર, તજ.
**સદારૂળ**— ૯૩
સમજી લીલાવતીને હવે શેઠ મોકલશો તો સારૂં
**સો**—આ ઉભી પુછોને વારે વારે શું કહોછો વારૂ
**સદારૂળ**— ૯૪
દુખીયા શ્વસુર તમારાનું રંજ દુખ દીલમાં ધરોરે
ચાલો ઘેર ચતુરા કેળવી કંથ કળા કરોરે, દુખીયા.

ઉદ્યમ કરતાં આળસ ત્યાગો સંશય મન તણો સહુ ભાગો
કામે કરતાં કામની નવ દીલમાં ડરોરે, દુખીયા.
કઠણ કાર્ય પણ સહેજે સરશે હોશ પ્રભુ પુરણ તમ કરશે
બોલો અંતરથી અબળા બોલ ખરે ખરોરે, દુખીયા.

**લીલાવતી—** ૯૫

ભલે તાત તમારી આશીશ થકી
વશતોજ થશે મમનાથનકી
પરી પુરણ આપણું પુન્ય હશે.
દુખ સાગર દુર જરૂર જશે ભલે
મુજ માત પિતા તણી, શીખ લહુ
ઘર આપણુ આવવા ચીત ચહુ ભલે

**લીલાવતી—** ૯૬

આપો માત તાત મુને આજ્ઞાય
હવે નકો જાઉં સાસરામાંય આપો માત
પીઉં જઇ વેસ્યા અરીને, વઉં તેથી વેર કરીને
ખરેખરો ખેલ મચાવુ ત્યાંય આપો માત
રાંડને જઇ રંજાડું, પીયુને મોહ પમાડું
લાવું લાવું મોહન ઘરના માંય આપો માત
સ્વસુરની આશીશ થકી, થશે વશ નાથજ નકી
માટે ઝટ મુને કરો વીદાય આપો માત

**સુભગાસુગુ—** ૯૭

શાણી તું તો સીધાવે છે સાસરેરે
ભલે ભળો તાહરા કુટુંબનો માંહ શાણી
આપું તુંને આશીશ હું એટલીરે
સકળ કામના, મનવાંચ્છીત થાય શાણી
પ્રભુ રૂપ પતિને તું જાણજેરે,
સદા સાસુ સસરાની કરજે સેવાય શાણી
કોઇ સાથે સુખ દુખ કહાવજેરે

દુભાઇશ નહીરે તું દીલડાની માંય — શાણી
વળી જે જોઇએ તે તું મંગાવજેરે
સંભારજે સંકટ સમયે શ્રી જીનરાજ શાણી

## પ્રવેશ ૮ મો.

**લીલાવતી—**

૯૮

હવે સાસરે મારે જાવું ગુણકાથી વેર વસાવું
દુંટાય, રંડાય, તુને કરૂં ખરી
શિક્ષાય, દાઝ ઓલાય, ત્યારે અંન ખાવું હવે સાસરે

**સાખી.** વેસ્યા વેરણ માહરી લંપટ ગુણકા નાર
વાલમ વશ મારો કર્યો આત્રે ક્રોધ અપાર
કરી ખ્વાર, તેં અપાર, મારા અંગ ઝરે અંગાર
અધીક આવાર, કર્યું કેમ આવું હવે સાસરે

**સાખી.** ફેલ છુપાલો છેતરૂં, મૈયારીના વેશ
જેથી જાણ થશે નહીં, યુક્તી આ બહુ બેશ
નીરધાર, હૈયાહાર, જઇ ભોળવું મમ ભરથાર રે
અરે આવાર, લાજ ઘેર લાવું હવે સાસ

**લીલાવતી—**

૯૯

શુણોને સાસુજી એક કર્યો છે વીચાર
ભોળવું જઇને મારા પતિને આવાર. સુણો.
થઇ ભરવાડી વેસ્યા ભુવન જાઉં, નંણદલ આવી
નાથ બતાવે, એથી માનું એમનો હું અતિશે આભાર, સુણો.

**સેજલદે—**

૧૦૦

વહુ સારી યુકતી વીચારી જલદી જા મરજી છે મારી વહુ
ભાભી સંગજા બેન લાલબા બતાવ જઇ દુરથી બારી, વહુ.
લંપટ પુત્રે પેટ વગોવ્યું, હાય હવે રહી હું હારી, વહુ.

## પ્રવેશ ૯ મો.

**લીલાવતી—**

૧૦૧

ભોળવું મમ ભરથાર હું કળે કરી ભોળવું મમભરથાર

મહીસી બાંધુ ઘેર મજાની આપે દુધ અપાર કુળે
થઇ ભરવાડી, વેચવા મસમહી, જાઉં ગુણકા દ્વાર કુળે
છેતરૂં છળથી છેલ છોગાળો, જીવનો જીવનહાર કુળે
એમ કરે મુજ સ્વાથજ સરસે ખરો એહ વીચાર કુળે

**લાલબા—** ૧૦૨

જુવો ઝરૂખે ઓલ્યા ઉભા તમારા ભાભી
ઉભા તમારા ભાભી ઉભા તમારા ભાભી, જુવો.
જલદીથી જાઓ શું રે વીચારો.
નિશ્ચે એ નાથ તમારા તમારા ભાભી, જુવો.
ચાંવાળ દેશો જાણુ એ રાંડને
નહીતો ફરે લાભ પુરા તમારા ભાભી, જુવો.

**લીલાવતી—** ૧૦૩

રંગરસીલો રાજ, અહા અતિ સુંદીર શોભે રંગરસીલો રાજ
કામદેવ સમ કાયા એની અવર શશી શું જણાયે
પતી વ્રતા પણુ માનજ મુકે નીરખી ચીત લોભાયે
હડે અંગ વ્રેહની લાય, રંગરસીલો રાજ
હું નીરભાગી નાથ વિયોગી ત્યાગીશે અપરાધે
શતરૂ વત તું સાલે ગુણકા પ્રીય કરી મમનાથ
શું છે એવો તુજમાં કાથ રંગરસીલો રાજ

**લીલાવતી—** ૧૦૪

વેચું વેચું (હાંહાં) મહી હું આજ સુંદીર મહી વેચું
અમૃતસમ મહી મીઠું છે મારૂં, ખાયે જે નર ને નારરે
જન્મ તણા સહુ રોગટળીને આયુશ વાધે અપાર સુંદીર

**સુમતી—(સ્વગત)** ૧૦૫

આ મહીયારી અજબ જણાયે, સુરત નીહાલી ચીત લોભાયે આ
ભાગ્યવંત દીસે છે ભર્તા, કામની આનો કોણુ હશેરે
અહા અલોકીક રૂપેછે રંભા, એ સમ નોહે અવની વીશેરે આ
પદ્મની કે ઉરવશી ઇશતેશું, મુજ માટે ઉપજાવી હશેરે
શીકલ જોતાં સુંદરી કેરી, પ્રેમની પ્યાસી પોતે દીસેરે આ

કરતો વનીતા સંગ વીહાર, જે નર તેને ધન્ય હશેરે
અહીં મહી મસહુ એને બોલાવી વાત કરૂ કાંઇ પ્યાર રીતેરે આ.

**લીલાવતી—** ૧૦૬
વેચુ વેચું, (હાંહાં) મહી હું આજ સુંદીર મહી વેચુ
**સુ—**અહીં આવો (હાંહાં) મહીયારી માંહ, મારે મહી લેવું
એહીંયાં આવો, મટકી ઊતારો, મહીનું મુલ બતાવોરે
ભામની ભાવ જણાવો એકજ ......................
**લીલા—**સલુંણા શું સમજાવો, ....................સુંદર

૧૦૭

**લી—**શું કહું (૨) સલુંણા મુલ મહીનું, આમહી અમ્રત તુલ્ય
**સુ—**પણ મુલ (૨) બરાબર અમને બતાવો કોતેકરીએ કબુલ
**લી—**એક વખત અલબેલા ચાખ્યું ખરે રોજ ખાનાર
સાકરથી પણ અધીક સ્વાદ છે, નહી કોઇ દીન મળનાર
**સુ—**ચપળા મેં ચાખ્યું મહીતારૂં, ખરે ખુશ કરનાર
કોણ કુળની કામણગારી, રામા ક્યાં રહેનાર
**લી—**અલબેલા આળશ કરશો તો, વ્યર્થ જન્મ જાનાર
**સુ—**અજબ નારી અણીઆળી આંખડી ગોરી તું ગુલઝાર
હાસ્ય વચનથી મન હરનારી, નામ બતાવો નાર
ભામની ભોગી કોણ તમારો, રંગ રસનો રમનાર

૧૦૮

**લી—**અલબેલા અહીંરે નારી, મારી જાત રબારીની છે સુખકારીરે
**સુ—**રંગીલી જાણે ખીલી ખરે ખર, પુષ્પ કલી અતી સુંદર પ્યારીરે
**લી—**મમનામ પુછી કામ શુંછે, વળી કરો મન વીશે શું વીચાર
વ્યર્થ કરો તમે તર્ક તથાપી,, તે સ્વાર્થ નથી સરનાર. અ
**સુ—**નેત્ર કટારી તે તારૂંણી તારી, કારી જખમ કરનાર
**લી—**કાંઇ નવ સમજું હું ભામની ભોળી, માંહ્યુંછે મહી મમસાર, અ
લાલા લીધું નથી કાંઇ લમારૂં, છેલા જાણીશું આવાર
**સુ—**કામની વાત જવાની ન કાઢો, વહાલી તારો શું છે વીચાર

લી—એકલી જાણી અડાવો ન અહીં અલબેલા કરો નહીં આળ
આઘા રહો અડશોમાં મુને, નહીંતો ખાશો ઘણી મુખ માળ
સુ—આઘો હું છું અલબેલી, હવે મન મેલીને, મુલ બતાવ
લી—દુરીજનથી બહુ ડરીયે, કહો કેમ કરીયે, બલા ખરો ભાવ
સુ—ગાલ ગુલાબી ગે બીંદુ બીરાજે, કુમ કુમ ચંદ્ર કપોળ
તારૂણી તુલ્ય નથી કોઇ નારી, જોબન મદ ઝકઝોળ
લી—પેખ્યા પુરા અબળા ઠગનારા આંખ તણે અણસાર
પ્રીતમ પ્રીતની રીત જાણ્યા વીણ, વલગો શું વગર વીચાર

**સુમતી—** ૧૦૯

પ્રશ્ન એક પ્રેમદા પુછું હું ઉત્તર દે વીચારીરે
વશ કરનારી, મન હરનારી, રસીક છબી છે તારીરે પ્ર
ખુશી હીણ બીકણ ભટકાતો કંથ કુલક્ષણ તારોરે
શું તુજને એ સ્વામી શોભે, જીવ બળે બહુ મારોરે, પ્ર.
ભલું બને ભડવાની સાથે તારૂંણી ઘરમાં તારેરે
છેલ છબીલી તું છોગાળી શુ સુખ તારૂં સારેરે, પ્ર.

**લીલાવતી—** ૧૧૦

શલુંણા સાહેબાજીહો જાણ્યા જાણ્યા જાઓજી જાવો
પારકી કેમ પંચાત કરોછો છાના રહો તમે છેલ
દેખ્યા ખરા પુરા ડાપણ વાળા મુકો મનનો મેલ, સ.
ઉત્તમ કુળે જનમ્યા જીવણ રૂડી તમારી રીત
ગુણકા ગમારમાં સાર શું દેખી પ્રીતમ બાંધી પ્રીત, સ.
સુ—પાણી પીને ઘર પુછવા જેવું નાર બન્યું નીરધાર
ગમે નહીં ગુણકા હવે ગોરી આવેછે તું પર પ્યાર, સ.
લી—અલબેલા અમને પછી પુછો ખચીતકો ખરેખાત,
કુલટા સાથે કેમ બનેછે વદો બરાબર વાત, સ.

**સુમતી—** ૧૧૧

આડીરે વાત જવા દગો મહીનું મુલ કહેને
સુંદરી શો વીચાર છે તારો જણાવ જલદીથી આવે આરો

ના ફકકાં રીઆવો, મહીનું મુલ કહોને.
શો રીતે બોલ્યા વીણ બનશે સુન્ય રહે નહીં સ્વાર્થેજ સરસે
અહીં નહી કંઇ અટકાવ મહીનું મુલ કહોને.

૧૧૨

લી—આ મહી અમૃત તુલ્ય, સું મહી મુલ બતાવું;
મોહન આપી મુલ ન સકશો કીંમત સાંભળી નીશ્ચે ભડકશો
સુ—કહો તે કરીએ કબુલ........મહીનું મુલ કરોને
લી—મહોર એક મટકીની પડશે લેશો કુજાતનો તમને કનડશે.
માટે રહો મમઘેર તો મહી મફતજ મળશે. આ મહી

૧૧૩

સુ— આમ શું અડાવોરે, અલ બેલીનારી આમસુ
આમશુ અડાવો મારૂં માનતો ભુલાવો (૨)
રામા ના રીબાવોરે અલબેલી નારી આમ
સત્ય જણાવો શો વીચાર તમારો, (૨)
બાળા તે બતલાવોરે અલબેલી નારી, આમ.

લીલાવતી— ૧૧૪

રંગીલા રૂદે વસ્યારે, છબીલા છેલા; ખાસ્યારે
તમે શેસન કરશો રાજ રંગીલા રૂદે વસ્યારે
વાલમ વનીતાને મન ભાવ્યા પ્યારા પ્રીતમ પ્રાણ
આધીન છું અલબેલા આ વખતે જીવણ તારે જાણ, રંગી.
આપનો બોલ કદી ન ઉથાપું, આપું એમને એમ
શું વાલા મહી તમથી વધારે, મારા મનમાં ન તેમ રંગી

કામસેના— ૧૧૫

ઉઠ ઉઠ જાને કેમ, કોણ તું ધુતારી છે.
પ્રપંચ પ્યારમાં પટાવી, સ્વાર્થ સાધનારી છે ઊઠ ઊઠ
ધુતવાને આવી ફાવી, અહીંથી જા તું આણીવાર
ભોળવી ભમાવી લેઇ જાય છે, શું મારો યાર ઊઠ
મીઠ્ઠ મીઠ્ઠ વચન વદે, દેખી આવે મુને દાઝ

જલદી અહીંથી જા નહીંતો થાશે મોત તારૂં આજ  છો૰
લટકો, ચટકો, મટકો કરી, મહેર માગે મટકી તણી
આવીશ નહીં અવાસ મારે, તારા જેવીતો ઘણી  છો૰

**લીલાવતી—** ૧૧૬

રાંડ જા કેનારી મુજને તું કોણ, ઉભીરે તારૂં આવી બન્યુંરે
તારા માથાની મુને પરમાણ, ઉભીરે તારૂં આવી બન્યુંરે
પાઇ પ્રેમરૂપી નરને તું વીષ  ઉભીરે તારૂં
ખાઇ ખોખું કરી મંગાવે છે ભીખ  ઉભીરે તારૂં
મુડી એકને બીજાને કરે યાર  ઉભીરે તારૂં
ખાઇ તન ધન, કરે છે ખુવાર  ઉભીરે તારૂં
તારા સંગથી કુચ્છંદી નર થાય  ઉભીરે તારૂં
અંતે નરકના પથે પળાય  ઉભીરે તારૂં
નથી મારે જરા તારી ઓશીઆળ  ઉભીરે તારૂં
દુષ્ટા જાઇ તુને પ્રગટે છે ઝાળ  ઉભીરે તારૂં
રોજ આવીશ હું તાહરા દ્વાર  ઉભીરે તારૂં
હા હા રાડ એતો મારા ભરથાર  ઉભીરે તારૂં

૧૧૭

**કા**—ભુંડી રાંડ ભરવાડી અરે અડાવે શું મન વીચારી
બીક વળી બતલાવે ઉપાડ અહીંથી તું મટકી તારી
**સુ**—ચુપ હવે બસ રહેને ખોયો હાથે કરી તોલ તારો
કુજાત કુળજા નારો, એજે કાડયો આખો જન્મારો

૧૧૮

**સુ**—લલના મન કાંઇ નવ લાવોરે (૨)
મારા સમ શુ જાત સલુણી પ્યારી પ્રેમ તુણ પણ જાણી
રોજ રમા અહીં આવોરે.  લલના.
શીપરવા એ શંખણી કેરો નીલેજ વેશ્યા નાર નમેરી
દેખી તેને ન ડરાવારે.  લલના.
**કા.** એની સોફારસ કેમ કરો છો. વગર વાંકે મુને. લડો છો.

એને કયમ ન અડાવોરે
શીદ નાથ મુને ધમકાવોરે (૨)
એક વચન હલકું નથી બોલી, જુવો વીચારી અંતર ખોલી
(આ) જાત વણીક જણાવોરે, શીદ
સુ—ખાલી બકવા કેમ કરે છે, માર ખાવાનું મન ખરે છે
(લીલાવતીને) રખે તમો રીસાવોરે, લલના

લીલાવતી— ૧૧૯
અલબેલા અહીં હું નહી આવું, આવીને અપમાની થાવું,
પરસ્વાધીન છો નાથ નગીના, નાહક પ્યારમાં સું સપડાવું.
સુ— પ્રેમી પ્યાર કરી શીદ ડરવું, કામની જોઇએ આમ ન કરવું
રસીલી આવો રોજ આ સ્થલમાં કુલટા બોલ્યું કાન ન ધરવું
આજની રજની ગાળો અહીંયાં, પ્રીતે પરસ્પર રંગમાં રહેવું
વહાલી વેણ આદીલ ધરોને કામની કામજ શાંતી કરો ને
લી—કહેવું તમારૂં માન્યજ કરીયે અલબેલા અવલોકી ઠરીયે;
પણ અહીં રહેવું તે નહીં સારૂ, ચાલો અવર જગાયે જઇયે
હું પણ પ્યાસી રંગ તણી છું ભોગવી ભોગને સુખીયા થઇયે
અહોનીશ આધીન રહીશ રસીલા પણ તમ કુલટાથી બહુ ડરીયે.
સુ—લેશ ન ગાંઠીશ હું ગુણકાને, તેથી તો ડરવું ન જરીયે
તન મન ધન અરપ્યું મેં તુજને, નવ વીસારીશ એકજ ઘડીયે
લી—હું પણ ઠોકી કોલ કહું છું, કોદીમ તમથી વીખુટાં ન પડીયે

# અંક ૪ થો

## પ્રવેશ ૧ લો.

સુમતી— ૧૨૦
પ્યારે કર્યો ચકચુર, પ્યારી તારા પ્યારે કર્યો ચકચુર
કામની કેવું કામણ કીધું, ભામની તે ભરપુર પ્યારી.
સૌ સુખદાયક ને વલી લાયક. ગાલ ગુલાબી ગૌર, પ્યારી.
આહેર જાતીમાં જઇ ખરે જન્મી માહરે માટે જરૂર, પ્યારી.

હતુવાને યોગ્ય હતી શું સલુણી માતેલને મગરૂર, પ્યારી.

**કામસેન—** ૧૨૧

કેમ કરવું, આ મારેરે, તેની સુઝનો ન પડે, કેમ કરવું.
દીલમાં દુઃખ લાગેરે કંથ કુબુદ્ધી થયો, કેમ કરવું.
મોહ્યો દેખી મૈયારીરે, થઇ વશ તેને રહ્યો, કેમ કરવું,
મુને લેશન ગાંઠેરે આહેરણ આધીન છે, કેમ કરવું.

**સાખી.** એ બે જણ આણંદમાં, સુખમાં રહે હમેશ
મોજ મજા માણે બહુ, મારા મનમાં ક્લેશ
જાઉં કહેવા જરીયેરે કરી ક્રોધ બોલે બહુ. કેમ કરવું.
માટે ખાઇને શમનેરે, સાંખી મન સૌ સહેવું કેમ કરવું.
ખાલી કીધો ખજાનોરે મતા માલ લુંટી ગઇ કેમ કરવું,
મારૂં કાંઇ ન ચાલેરે પરવશ હતો થઇ કેમ કરવું.

**કપટકળા—** ૧૨૨

પ્રીય ન ઉચ્યાટ, કર ઉપાય સુખ થાય સખી
હૈયે ધરે હામ ભામ સંકટ વેઠાય સખી
વીચારો વીકટ વખત જરૂર કરી જાય સખી, પ્રીય,
**કામ**—ખરે થઇ હું ખુવાર ગમે ન લગાર સખી
એ ભરવાડીએ ભોળવ્યો મારો યાર સખી
**કપટ**—પ્રીય ન ઉચ્યાટ કર ઉપાય સુખ થાય સખી

**લીલાવતી—** ૧૨૩

વચું વેચુ (હાંહાં) મહી હું આજ સુંદીર મહી વેચું

**કામસેન—** ૧૨૪

હજુએ ન આવતી એહતો અટકી
જરૂર જશે, મમકાળજું ૮ટકી, હજુએ
નાથ થયો નીશ્ચે વશ, તેને (૨)
ખેર કરી મુજ, ચીતમાં ખટકી. હજુએ

**લીલાવતી—** ૧૨૫

લાગીલાગી કેહાંકારે (૨)

મહી હું આજ સુંદીર મહી લાવી
મોહન લ્યો, સુંદીર મહી લાવી, લાલ તમારે કાજરે
મન બળે છે વેરણ મારી: જોવા જેવી મોજાજ. સું.
સુ—આવોને અલબેલી અલીયાં, ભામની મહી તુજ ભાવેરે
શેરડી, સાકર, સરસ, આબ્રનવ આની તુલ્યે આવે. સું.

કામસેના— ૧૨૬
મૈયારી અરી મારીરે, જાણી કૃતી તારીરે, મૈયારી
ગરજી નાથ જરા નવગાઠે, હુતો તારાથી હવે હારી. મૈયારી
બોલ બાઇ તારૂં શું મેં બગાડયું, સમજુની રીત આ ન સારી. મૈ
જીવણ મહી તુજવાણુ નથી જમતા, એવા અજબ ખુબી તારી. મૈ.
એક કોડી ઘર નથી અત્યારે. આપ ગણી શાહુકારીરે મૈ
સુ—વદે શું વણ વીચારીરે, મુકને લવારી વદે.
એ ઓળખ્યા વીણુ આપે ન ઊધારે. સાહુકારી સારી અહીં તારી. મૈ

લીલાવતી— ૧૨૭
પ્રીતમ મન વસીયા, પ્રાણાધાર
તમે ચતુર, શીરોમણી સાર, પ્રીતથ મન
બાંધી પ્રેમ પરસ્પર બંધન, સજડ સાંકળ સાથ
આધીન હું અલબેલા તારે, નહી છુટાયે નાથ પ્રીતમ
પ્રેમજ પાખે મહી આ મારૂં કોણુ માત્ર કહેવાય
મોહન લ્યો મહી મટકી આપું, આજ ઉધારે આંહ પ્રીતમ

કામસેના— ૧૨૮
જારે ઠગારી ધુતારી, જા જા (૨)
તારી સફાઇ સહુ સમજાઇ, અહીં તારૂં ચાલે નહીં કાંઇ જા જારે
બોલીને મુખથી મોઠાં વચન, હરણુ કરે મુજ સ્વામીનું મન
માટે ખોટી થા ન, હવે અહીંથી જાને, વારે વારેશાને
આવ આભુવન જારે

સુમતી. ૧૨૯
વાહવા સુંદીર મહી બહુ સારૂ, ખાએ ખુશ ખરે કરનાર
સાકરથી પણુ અધીક સ્વાદ છે, એમાં અપરંપાર

ગુણવંતીનુ ગોરસ મીઠું, દીઠું નહીં કો વાર વાહલા
કામ નથી એ કુલટા કેરુ, ગુણકા રાંડ ગમાર
તનમન ધન મૈયારી મારી, પ્યારી હૈયાહાર વાહલા

**કામસેના.** ૧૩૦

ભીખ મંગાવી તેં મુજને, કરી હાલ એ હાલ
માલમતા લુંટી ગઇ, જોઇ પ્રગટે છે ઝાલ ભીખ.
લાજ ન આણે લેશ તું, સીદ આવે છે આંહી
આજ થકી નવ આવતી, મારા મંદીરમાંહી ભીખ.
બે જણ નીસરોબારણે, વદુ સત્ય વચન
કામ નથી તમ કોઇનું, જાઓ કરો મગન ભીખ.

## પ્રવેશ ૨ જો.

**લીલાવતી.** ૧૩૧

આલબેલા કેડે આવો. હુ અર્જ કરૂંછું

**સુ**—જુવંતી જયાં લેઇ જાઓ, તૈયાર ત્યાં ત્યા હું છું.
**લી**—આવો આવો ન ડરાવો, લઇ લાવો સુખી થાવો
કામક્રીડા કરશું પતિ નીશદીન, વાલમ ત્યાં વીશેશ
કમી નથી મુજ મંદીર મોહન, બહાર પડે બહુ એશ આલ.
**સુ.**—અઘટીત ઉચરો વાત વનીતા, ઉલટું એ કેમ થાય
હું ઉત્તમ થઇ આવું તમઘર, આબરૂ જગમાં જાય જુ.
**લી.**—ડાપણ મુકો મનથી મનહર, કાઢયું નૌતમ નામ
હું ગુણકાથી નથી નઠારી, સુ બોલાવો સ્યામ. અલ.
**સુ.**—જાણ કરી જગમાં સું કારણ, રહીસું છાંનાં રોજ
હું મધુકર તું માલતી મારી, માણી કરશું મોજ જુવંતી.

## પ્રવેશ ૩ જો.

**લીલાવતી.** ૧૩૨

આજ કાંન્ત શાંન્ત કરો, વીરહ સુખ વીલાસી
વીરહ સુખ વીલાસી, અંગીકાર કરો આ દાશી આ.
આવશે ન કોઇ અહીં, મોહન મંદીર મારે
નીર્ભય રહો મમનાથ નગીના. પ્રેમ પરીક્ષક પ્યાસી આ.

રસઅસ હસ સરસં સંગ રંગમાં રંગીલા
ઉતમ આ પ્રસંગ પેઉ તજો તમે ઉદાસી, આજ.
પ્રીતે પ્રુછું પ્રશ્ન એક અંતરમાં ઉતારો
સંશય ટાળો ઉત્તર આપી રમા હૃદયવાસી, આજ.
સુ–શુ હજુ જુદાઇ સમજે પ્રાણથી પ્યારી
પ્રાણથી પ્યારી મારી તનમન તુ નારી શું હજુ
પદ્મની પ્રીતે ઉચારો ટાળું શજ્ય તારો
ઘણી ખુશીની સાથ આપું ઉતર હું આવારી, શું હજુ

**લીલાવતી—** ૧૩૩

વહાલા કહોને આવાર આવાર મારા પ્યારા, વહાલા કહોને
કયાં છે તમારા માત પીતાજી વીસાર્યા શારે વીચાર,
વીચાર મારા પ્યારા વહાલા કહોને આવાર
કે છો કુંવરા કેરે પરણીયા ક્યાંરે સબંધનો સાર
સાર મારા પ્યારા વહાલા કહોને આવાર
કે કોઇ વાંકે તજી વનીતા સત્ય કહો મારાલાલ
લાલ મારા પ્યારા વહાલા કહોને આવાર.

**સુમતી—** ૧૩૪

સું કહું કરમની મરમનીરે વહાલી વાત માહરી, શાણી વાત માહરી.
આરે નગરમાં માત તાત મારાં (૨)
વળી છે અતિ પવીત્ર ધર્મથી કરીરે વાહલી વાત માહરી
વેસ્યાની શોબતે તજ્યાં વણુ વીચારે, (૨)
વળી એમની અધીક શીખ નવ ધરીરે. વાહાલી વાત માહરી
તુજ આકૃતી કેરી રામા રૂપાળી, (૨)
જુવતી પીયેર જઇ વશી રહીરે, વાહાલી વાત માહરી

**સુમતી વીલાસ—** ૧૩૫

મારા સમ નખ શીખનાર ખરે તું તેવી
**લી—**અલબેલા ઓળખી આજ જીવણ મુજ જેવી
સારંગ પુરકેરાં શેઠની એ સકુમારી
ગુણવતી લીલાવતી નામ સહીયર મમસારી

મુજ સાથે મીત્રાચાર અધીક છે એનો
તન જુદું પણ જીવ એક એવો બે બહેનો
નોંચ્યે એના તમનાથ શાંત મન ભાગી
બાલબેલસે આરાધ એહને લાગી.
વાલમ અહીં કહોતો લાવું એહને વાર
આવું કરવું તે નહીં આપને સાર

સુમતીવીલાસ.

પ્રેમદા શું કરવા, પેટ ચોળી શુળ કરવું.
અતિ અડચણ એમાં થાય, દેખાને ડરવું
મન ગમતી નારી, પ્રીયા ખરે તું પ્યારી
કંટકસમ એનું કામ, નથી અહીં નારી
રસબસથી રંગે, રોજરમી શું વહાલી
હવે એહ સંબંધી, ખટપટ નવ કર ખાલી

લીલાવતી.

આવું કરીયે નવ નાથ, ભલામન ભાવો
પ્રીય પરણ્યા મારી સાથ, યાદ જરી લાવો
પકડી પાલવને, પ્રીત રીત તો જણાવી
કં મુકી વળગ્યા, કંથ એકદમ આવી
વીચારો વાલમ, ચતુર ગયા શું ચુકી
વલી મરખ નીશાયે, નાથ એકલી મુકી

સુમતી. ૧૩૬

સત્ય વાત સલુણી, શું આ ઉચરો
થાઉ અજાયબ, આજ પ્રીયા, સત્ય
પ્રથમ કીધું કેમ ન આવી, આહેર વેશ શા અર્થે ધર્યો
પ્યારી આહેર વેશ શા અર્થે ધર્યો, થાઉ અજાયબ
મેં તુજને નવ પ્રેમદા પ્રીછી, પ્રેમી છે તારો પ્રેમ ખરો
હાં હાં પ્રેમી છે તારો પ્રેમ ખરો, થાવું અજાયબ

લીલાવતી. વેશ્યા વીશયરૂપ પાસમાં પીવું.

રસીક રીસ અધીક કરો, હાં હાં રસીક (૨) થાઉ

તેથી કષ્ટ કરી, કંથજી તમને
કર્યા આ વશ સત્ય દીલ ધરે, હાં હાં કર્યા (૨) ૪૭

**સુમતી વીલાસ.** ૧૩૭
આજે વાધે મારા ઉરે, આનંદ તો અપાર (૨)
પ્રભુ કૃપાયે દંપતી મળીયાં, ભાગ્ય તણો નહીપાર
હવે વીસારી વેસ્યા, યારી નારી નર્કનુ દ્વાર
સદગુણી પ્રીયા તું છે, સકળ સુખસાર આજે.
વેસ્યા લંપટથી લજાતું કર્યું અનીચારી કાજ
માત પીતાની મરજાદ લોપી, લેશ ધરી નહીંલાજ
ગુણકા ગમાર સાથે, જઇને રમ્યોજાર આજે
છતાં છબીલી મુને છોડાવ્યું, વેસ્યા ઘર આચાર
ધન્ય પતિવ્રત પ્રીયા તમારૂં, અંતીક સુખ સંગાર
હવે ચાલો હીંઅથા જઇયે માની હસતો આભાર આજે

## પ્રવેશ ૪ થો.

**લીલાવતી—** ૧૩૮
સુંદર મોહન વર મળતાં
વામ્યું વીરહ દુખ સહુ પળમાં, સુંદીર મોહન વર મળતાં
અંક લલાટ મટે નવ લેખી, પીયુ થઇ હર્ષીત બહુ પેખી
હયા દ્રષ્ટીથી દેખી બાલા, મદન થકી બળતાં વામ્યું
મારી ચહો પીયુ માતા પીતાની, માગો ક્ષમા કરગરી ગુનાની
તજી દીયો નાદાની, માની, છલ બળ કળ કરતાં વામ્યું

## પ્રવેશ ૫ મો.

**સુમતીવીલસ—** ૧૩૯
માત પીતા હવે દુરક કરોઆ રંક ઉપરનો રોષ
પ્રીતે તમને પાય પડું છું, દેશો નહીં કાંઇ દોશ
છોરૂ કછોરૂ થાય, કદાપી, અંતરમાં નવ આણે
દયા દ્રષ્ટીથી દેખી તેને, પુત્ર પોતાનો જાણે
લંપટ વેસ્યા સંગ ફસીને, દુખ બહુ તમને દીધું
આજ્ઞા આપ તણી ઉર સ્થાપી, કૃત્ય મે અઘટીત કીધું

માફ કરો અપરાધ એ મારા, માત તાત મસ આજ
કર સત્ય પ્રતીજ્ઞા એવું કરીશ ન કો દીન કાજ

૧૪૦

સેઠ—ફેર થવાનું થઇ ગયું દીકરા શોચન કરશો મન
સદા—ચાલો રૂડી ચાલ હવેથી પ્રભુજી થશે પ્રસંન
લી—તમ સરવના પુન્ય ઉદયથી વાધ્યું સકળ વીધન
સે—ધન્ય ભાગ્ય તુ વહુ મળી, બહુ ગુણ તણો ભંડાર
સદા—શીયળ સાચવી સ્વામી કરીયો વશ નવ લાગી વાર
સે—વીમળ જશ વાંધ્યો આ જગમાં, ધન્ય પતીવ્રત નાર
સદા—દંપતી જોડું અમરજ રહેજો, વીશ્વ વિશે બહુવાર
લી—સત્ય તમારાં વચન થકી, વરત્યો જગ જય જયકાર

સર્વ પાત્રો— ૧૪૧

જયજય મોરાર વળી વિશ્વધાર નમું વારંવાર
કરૂણા કરણંમ
શીર મુગટસાર પ્રતિબીંબ અપાર
પીતવસ્ત્ર ધાર ધરણી ધરણંમ
જયગરૂડ સ્વાર શુભ ભુજ ચાર;
વન માળધાર, રાધારમણું.
ગળે ગુંજ હાર અલી રવ અપાર.
શુભ તીલક સાર સંકટ સ્મર્ણંમ,
શુભ નાટય સાર રચવા વિચાર.
હતો મુંને અપાર બહુ દીવશ થકી
તે સર્વ આજ થયું પુર્ણ કાજ
રહી મારી લાજ ખરે તોજ નકી
હવે અર્જ એક હોય ભુલ છેક
તો કરી વિવેક માફી કરશો.
પ્રીય બંધુ ખેલ થયો પુરણ ખેલ
બીજી વખત વેલ પાછા કરશો.

**સમાપ્ત.**